वन्देमातरम्

# "સેવાચંદ્ર" નો સંવાદ.

આર્ય હિન્દુ અનાથાશ્રમ માટે ખાસ.

રચનાર અને પ્રગટ કરનાર


ચંદુલાલ નંદલાલ દેસાઈ

તંત્રી "જન્મભૂમિ" પત્ર.—નડીઆદ.



આવૃત્તિ ૧ લી

પ્રત ૧૦૦૦

[illegible] ના આ[illegible]ત્રીજ તા. [illegible]૫-૧૦-૨૮

કીંમત એક આનો

ધ[illegible] પ્રીન્ટીંગ પ્રેસ—નડીઆદ.

# ઉપોદ્ઘાત.

આવી નાનકડી નવલિકાને ઉપોદ્ઘાતની આવશ્યકતા હોય નાહ, તેમ છતાં સ્પષ્ટીકરણની ખાતર બે શબ્દો લખવાની ફરજ પડે છે. આ સંવાદની ઘટના કલ્પીત નથી, પરંતુ આબેહુબ બનેલી છે. જેવી રીતે કવિવર કાળીદાસે મહાભાગતમાંથી મુળ વસ્તુ લઈ, પોતાની અપૂર્વ કલ્પના અને પ્રતિભાના બળે, શાકુન્તલ નાટકની રચના કરી છે, તેવી રીતે આ સંવાદમાં પણ, મુળ ઇતિહાસને અગાધ રીતે વળગી રહી, મારી ક્ષુદ્ર કલ્પના અને નિર્બળ પ્રતિભાના સંમીશ્રણથી, અનાથ રક્ષાની ભાવના વ્યક્ત કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. આ સંવાદમાંનાં અનેક પાત્રો હજી વિદ્યમાન હોઈ, પોતાનાં નિઃસ્વાર્થ સેવા કાર્યોની મધુરી સુવાસ જગતમાં ફેલાવી રહ્યાં છે, જે નડીઆદની ચકોર પ્રજાથી લગારે અજાણ્યું નથી.

"જન્મભૂમિ" ઓફીસ
નડીઆદ તા. ૩-૫-૨૬

અનાથ સેવક,
ચંદુલાલ નંદલાલ દેસાઈ

# સેવાચન્દ્રનો સંવાદ.

સ્થળ—ચારૂતરનું પાટનગર નટપુર.

સમય—સંવત ૧૯૬૪ નો પ્રાન્તિક દુકાળ

## મુખ્ય પાત્રો.

(૧) સેવાચન્દ્ર—'ગુર્જર' પત્રનો સંપાદક આર્યસમાજનો મંત્રી.

(૨) પ્રફુલચન્દ્ર—'ગુર્જર' પત્રનો તંત્રી. સેવાચન્દ્રનો મીત્ર.

(૩) લક્ષ્મીસાગર—ધનાઢ્ય વેપારી સેવાચન્દ્રના મામાજી

(૪) કૃષ્ણદાસ વકીલ—નટપુરના જાહેર જીવનના આત્મા સ્વરૂપ એક અગ્રગણ્ય નેતા.

(૫) ધીરૂશંકરભાઇ—ગંભીર ને ઠરેલ વયોવૃદ્ધ નેતા.

(૬) બહાલાભાઇ વકીલ-ક્ષાત્રતેજથી ભરપુર ઉત્સાહી યુવાન વકીલ

(૭) ધનપાળશા—લુલાં લંગડાંના ફંડના ટ્રસ્ટી.

(૮) વૈદ નાગરભાઇ-ઝેરી ઉંદરના સ્પેશીયાલીસ્ટ બ્હેરા વૈદરાજ.

(૯) છોટાસાહેબ—નટપુરના ખાનદાન જાગીરદાર.

——:o:——

# वन्दे मातरम्.

## પ્રવેશ ૧ લો.

સ્થળ:—સેવાચંદ્રના ઘરના ભાગ.

પાત્રો: સેવાચંદ્ર, પ્રફુલચંદ્ર.

સેવાચંદ્ર—( આંખો ચોળતો ચોળતો પ્રવેશ કરતા )

આ ચંદ્રિકા ખીલી ગગન અમૃત કુસુમ વર્ષાવતી.
સરવર, તરૂ, નદી. પર્વતાંને તેજથી ન્હવરાવતી.
નિંદ્રા સુકોમળ કરવતી આ વિશ્વને પંપાળતી.
ને ગાઢ મીઠી ઉંઘમાં પશુ પંખીને પોઢાડતી.

પ્રફુલચંદ્ર—( સેવાચંદ્રની પૂઠે ધીમો ડગ ભરતો પ્રવેશ કરી ) (સ્વગત) અહો! આતે કેવો સ્વદેશ પ્રેમ! આમ અડધી રાત્રે ઉંઘમાંથી ચમકીને મ્હારો દેશ! મ્હારો દેશ! કર્યા કરે છે!

સેવા—( આકાશ તરફ દૃષ્ટિ કરતાં )

રજની વીતી ગઇ અર્ધને ભણકાર ઉંડા થાય છે.
તમરા તણા તીણા ધ્વની તમતમ કરી સંભળાય છે.
નિંદ્રા વિષે પણ દેહને હે નાથ! શાન્તિ ના મળે.
બહુ. દેશના દુઃખ ભારથી અંતર ચરર મ્હારૂં બળે.

પ્રફુલ—મોટા ભાઇ આતે તમને શું ભૂત ભરાયું છે! પથારીમાંથી ઉઠીને કયાં નાસવા માંડયું છે?

સેવા ભાઈ! સ્વપ્નમાં દીઠેલા ર્દશ્યથી મ્હારૂં મગજ ભમી ગયું છે.

પ્રફુલ—ભાઈ! એવું તે તમે સ્વપ્નમાં શું જોયું?

સેવા—પ્રથમ તો મને દેવી નટપુરેશ્વરીનાં દર્શન થયાં!

પ્રફુલ—વાહ! એ કેવાં હતાં? એમણે અલંકારો કેવા ધારણ કરેલા હતા?

સેવા—ભાઈ! એ ભગવતીની મૂર્તીનું યથાર્થ વર્ણન કરવાની તા મ્હારામાં શક્તી નથી. એમના મસ્તક ઉપર પ્રકાશી રહેલા મણિમય મુકુટથી મ્હારાં નેત્ર અંજાતાં હતાં. કટીમેખલામાંથી કાદમ્બરીનો રસ ટપકતો હતો.

પ્રફુલ—ગુર્જરી મૈયાની પનોતી પુત્રી નટપુરેશ્વરી, સાક્ષર અને સાહિત્ય રસિક નર નારીઓથી ભરેલી છે, પણ એ દેવીએ કાંઇ કહ્યું?

સેવા—બધું ઘણુંએ કહ્યું! અત્યારે કંઈ બધું યાદ નથી.

પ્રફુલ—જેટલું યાદ હોય એટલું તો કહો.

સેવા—એ દયાની દેવીએ મને પોતાના દૈવી કર કમળથી ઢંઢોળ્યો અને પછી પોતાના હાથમાંનું ત્રિશુળ હલાવીને તરેહ તરેહવારનાં ર્દશ્ય મને બતાવ્યાં.

પ્રફુલ—ભાઈ! તમે ભારતી માતાના સાચા ભક્તછો તેથી તમને દેવીનાં પ્રત્યક્ષ દર્શન થયાં. પણ હવે લગભગ મધરાત વીતી ગઇ છે એટલે જરા આરામ લ્યો.

સેવા—આરામ? હવે મને આરામ લેવાનો હક્કજ શો છે?

પ્રફુલ—ત્યારે આ દેહની લગારે દરકાર રાખ્યા વિના નકામો વેડફી મારવાનો પણ તમને શો હક્ક છે?

સેવ.—ભાઈ હું હવે વેદકી મારતા નથી પણ દેવીએ બતાવેલાં કરૂણાજનક દ્રશ્ય હજી પણ મારી દ્રષ્ટીએ પ્રત્યક્ષ દેખાય છે ! આંખે અંધારાં આવી જાય છે ?

પ્રફુલ—આમ ઉપરા ઉપરી ઉજાગરા થાય એટલે પછી આંખે અંધારાંજ આવેને !

સેવા—ભાઇ ! જોજો ! પેલી ! ( ચમકે છે )

પ્રફુલ—અહીંતો કાંઇ નથી.

સેવા—નથી શું ! જરા આંખો ઉઘાડીને જોતો ખરો !

પ્રફુલ—મ્હારી આંખોતો ઉઘાડી છે. પણ મને કાંઈ દેખાતું નથી.

સેવા—પેલી ભીંત પાસે તને કંઇ નથી દેખાતું ?

પ્રફુલ—ના.

સેવા—અરે, આટલું બધું સ્પષ્ટ દેખાય છે ને !

પ્રફુલ—ભાઇ ! એતો તમારી ભ્રમણા છે. અહીંતો હું અને તમે સિવાય બીજું કાંઈ નથી.

સેવા—ત્યારે તો હવે તને મ્હારૂ હૃદય ચીરીને બતાવું ! એટલે સ્પષ્ટ દેખાશે. ( હાથમાં છરી લઇને, છાતીમાં મારવા જાય છે. ભીંત ફાટીને દ્રશ્ય ખડું થાય છે )

પ્રફુલ—અહા ! આતે કેવું આશ્ચર્ય !

સેવા—હવે સ્પષ્ટ દેખાય છે ?

પ્રફુલ—હા. એક તુલા બાંધેલી દેખાય છે.

સેવા—પણ એમાં શું તોળાય છે તે જોયું ?

પ્રફુલ—હા. એક પલ્લામાં નાણાંની થેલીઓ ને બીજામાં—

સેવા—બીજામાં કન્યા છે.

પ્રફુલ—હેં ! શું કન્યા આમ વેચાય છે ?

સેવા—હા. જો.

દુષ્ટ પિતા પુત્રી તણા પાપી પેટને કાજ,
બુઢ્ઢાને દઇ બાળકી લોપે કુળની લાજ:
હાડ માંસ પુત્રી તણાં તુલા મહીં તોળાય,
ગરીબ ગાયને દીકરી જ્યાં દોરે ત્યાં જાય.

( દ્રશ્ય દેખાતું બંધ થઈ જાય છે )

પ્રફુલ—હરિ ! હરિ ! હરિ ! શો ગજબ થાય છે.

સેવા—એ કન્યાનો બાપ દીકરીનો સગો નથી પણ દામનો છે.

પ્રફુલ—એ પૈસાજ હરામનો છે.

સેવા—લોહીનો પૈસો આવ્યો એવો ચાલ્યો જશે અને એને કુતરાને મોતે મરવાનું થશે !

પ્રફુલ—એ સાઠ વર્ષનો બુઢ્ઢો આઠ વર્ષની બાળાને વેચાતી લેતાં પણ શરમાતો નથી ?

સેવા—એ એને બજારની ચીજ ગણે છે !

પ્રફુલ—ભાઇ એ બન્ને બુઢ્ઢાઓ ભલે પોતાનાં પાપે પગ ઘસીને મરે ! પણ એ બિચારી બાળ રાંડનું શું ?

સેવા—તે જો હવે—

( ભીંત ફાટે છે બીજું દ્રશ્ય ખડું થાય છે )

પ્રફુલ—ભાઈ ! આતો કોઈ સ્ત્રી દોરડાનો ગાળો કરતી દેખાય છે.

સેવા—એ સ્ત્રી પેલી બાળ વિધવા !

પ્રફુલ—એ મૂર્ખ બુઢ્ઢાએ બિચારીનો ભવ બગાડયો.

સેવા—બગાડયો તે કેવો ?

બાળ રાંડ બિચારી એ કુલીન ઘરની નાર,
ગળે ફાંસો ઘાલી અને મરવા થઈ તૈયાર;

મરતા બાપ્પા ગબિગ્યાં મરશે મોંઘું બાળ,
ધરતી આવાં પાપથી બેસી જાય પાતાળ.

( દશ્ય દેખાતું બંધ થઈ જાય છે )

પ્રફુલ—હરિ ! હરિ ! હરિ ! કેવો દુઃખદ પ્રસંગ !
સેવા—હૃદયની લાગણી દર્શાવવાને શબ્દો જડતા નથી.
પ્રફુલ—ભાઈ! આનો કંઇ ઉપાય તો અવશ્ય થવો જોઇએ.
સેવા—આપણે એકલા શો ઉપાય કરીએ ?
પ્રફુલ—લોકોને તેમના કર્તવ્યનું ભાન કરાવીએ !
સેવા—તું મને મદદ કરે તો આપણે બન્ને એ કાર્ય માથે લઇએ.
પ્રફુલ—ભાઈ હું તો તમારી સાથેજછું. અને જેમ કહેશો તેમ કરવાને તૈયારછું.
સેવા—ઠીક ત્યારે જો હવે આ ત્રીજું દશ્ય.

( ભીંત ફાટે છે. એક સ્રી પોતાનું બાળક પાદરીને સોંપતી દેખાય છે.

પ્રફુલ—આતો કોઈ સ્રી પોતાનાં બાળકો પાદરીને સોંપતી દેખાયછે.
સેવા—હા.

ટળવળતી કંઇ માવડી રડની પડતી જાય,
મોંઘેરાં નિજ બાળકો પાદરીને સોંપાય;
ઝુરી ઝુરી મરતી એ પછી વત્સ વિખુટી ગાય,
બાલુડાં આ બાપડાં વિધર્મે વટલાય.

( દશ્ય દેખાતું બંધ થઈ જાય છે)

પ્રફુલ—હરિ ! હરિ ! હરિ ! આ પણ એવુંજ ગંભીર દશ્ય છે.
સેવા—જે આપણે કરવું જોઇએ તે પાદરીઓ કરી ગયા છે !

પ્રફુલ—ભાઇ આવાં આવાં કરૂણાજનક દ્રશ્ય જોવામાં રાત્રી વીતી ગઇ અને પ્રભાત થયું!

સેવા—સૌથી વધારે કરૂણાજનક દ્રશ્ય તો હજી હવે દેખાશે જ.

( ભીત ફાટે છે ને દ્રશ્ય ખડું થાય છે )

પ્રફુલ—આતો કસાઈ ગાયનો વધ કરી રહ્યો છે!

સેવા—હા. જી.

કસાઇ કર છુરી લઇ જો કેવો મલકાય.
ગરીબ બિચારા બેહુનો વેચ્છે બળદ ને ગાય:
મોંઘુ ભારત દેશનું પશુ ધન આમ લુંટાય:
જાગો જાગો ભક્ત જન ગોહત્યા બહુ થાય!

( દ્રશ્ય દેખાતું બંધ થઈ જાય છે )

પ્રફુલ—હરિ! હરિ! હરિ! આ દ્રશ્ય દેખીને તો આંખે અંધારાં આવી જાય છે!

સેવા—ભાઈ આ સર્વ કરૂણાજનક દ્રશ્યો તે કોઇ કવીની કલ્પનાઓ છે! કે જગતમાં બનતા ખરેખર બનાવો છે?

પ્રફુલ—આવા બનાવો જગતમાં ઠામ ઠામ બને છે પણ લોકો આંખ આડા કાન કરે છે.

સેવા—આવા પાપી લોકોનાં પાપથી ધરતી માતા ભારે મરે છે! પ્રભુ! પ્રજાજનોને કર્તવ્યનું ભાન કરાવો!



# સેવાચંદ્રના સંવાદ.



## પ્રવેશ ૨ જો.

સ્થળ -લક્ષ્મીસાગરનું દિવાનખાનું

**સમય** —સંવત (૧૯૬૪) સાંજના

પાત્રો—લક્ષ્મીસાગર, સેવાચંદ્ર વિગેરે.

**લક્ષ્મીસાગર**—કેમ સેવાચંદ્ર ? આજે જમવા કેમ નહોતા આવતા અમારે તો ભાણેજ અને બ્રાહ્મણ બરોબર તમે જમવા ના આવો તો અમારૂં જમણ કર્યું વળે પણ નહિ

**સેવાચંદ્ર**—આપની આજ્ઞા થઇ એટલે જમવા આવ્યા વગર કેમ ચાલે ! પણ .

**લક્ષ્મીસાગર**—કેમ પણ કહીને અટકી ગયા

**સેવાચંદ્ર**—જુઓને વડીલશ્રી ? હજી છપ્પનના દુકાળની ધવાતો વળી નથી એટલામાં આ ખાઉખાઉ કરતો બીજો દુષ્કાળ આવ્યો. અત્યારે દેશમાં ચારે બાજુ દુષ્કાળની બુમો પડી રહી છે. લાખો માણસો હાય અન્ન હાય અન્ન કરતાં ભૂખના દુઃખથી મરણ ને શરણ ચાલ્યા જાય છે એવી દશામા આપણે જમવાનું શું ને મિષ્ટાન્ન શાં? શેઠજી ! નંદનવન જેવા આપણા ચારૂત્તર પ્રદેશની પણ અત્યારે દુષ્કાળને લીધે કેવી દયાજનક સ્થિતિ થઈ પડી છે ?

ફળદ્રુપ ચારૂત્તર ભુમિ, રસ હીન રાંક જણાય છે.
કૃષિકારના ગૃહ ખેતરો. ઉજ્જડ થઈ બેસાય છે.

તરુવર તજે નિજ વર્ણ, વસ્ત્રાભૂષણો કરમાય છે.
ને ઢોરપીંજર પ્રાણીનાં, ચરણો વિષે ચગદાય છે.

લક્ષ્મીસાગર—અરેરે પ્રભુ ! આ દશા !

સેવાચંદ—શેઠજી !

નિર્મળ સરોવર નિત્ય જે, પશુ પંખીઓને પાળતું,
ગિર શૃંગને ગંભીર મૃદુ, સ્વરથી ઉદક ઉછાળતું;
તે આજ કેવા શુષ્ક નિર્જળ, દ્રષ્ટિએ દુઃખ આપતું,
દુષ્કાળના દુઃખથી અરે, રે કાળજુ કંપી જતું.

લક્ષ્મીસાગર—તમે તો આમ કરોછો ને અમે તો તમારે સારૂ ફરી જમવાનું ઠરાવીએ છીએ.

સેવાચંદ—(ચમકીને) હેં શું કંઇ એવો પ્રસંગ છે? શાથી જમવાનું ઠરાવોછો ?

લક્ષ્મીસાગર—જુઓને સેવાચંદ! આપણી મુંબાઇ અને કાનપુરની પેઢીઓ ઉપર લગભગ ત્રણ હજાર રૂપીયાની રકમ ધર્માદા ખાતે જમા થઇ ગઇ છે, તે મારો વિચાર એક દિવસ બ્રહ્મભોજન કરાવી વાપરી નાખવાનો છે.

સેવાચંદ—મુરબ્બી ! ધર્મઋણમાંથી સત્વર મુક્ત થવાના આપના વિચારો તો અતિ ઉમદા છે, પરંતુ એક દિવસ ચોરાશી કરી, બ્રાહ્મણો પાસે વાહવાહ કહેવડાવી, ત્રણ હજાર જેવડી ટીપે ટીપે એકઠી થયેલી રકમ વેડફી નાખવી એના કરતાં કોઇ વધુ સારો માર્ગ લ્યો તો કેવું સારૂં ?

પ્રફુલચંદ—શેઠજી ! હાલના બ્રાહ્મણોમાં બ્રાહ્મણત્વ રહ્યુંછેજ કયાં? જુઓને

નિજ બ્રહ્મતેજ પ્રભાવથી, જે વિશ્વ આખું આજતા,
કલમ કડછી બરછી લઈને, બાળ તેના રખડતા:
મહાન ઉદધી ગરજતા, આચમન કરી જે પી જતા,
આજે તનુજો તેહનાં, ખાંઆચીયામાં ડુબતા.

સેવાચંદ્ર—વડીલ શ્રી! જરા આગળ જુઓ.

જે બ્રાહ્મણોની હિંદમાં, હિમ પુષ્પથી પુંજા થતી,
તે બ્રાહ્મણોના તેજથી, આ સજ્જનતા ખાણ ડોકતી:
ક્યાં પૂર્વના તે બ્રાહ્મણો? ઋષિ મહર્ષિ ક્યાં ગયા?
ક્યા હોમશાળાના સ્થળો, આજે કતલખાનાં થયા.

લક્ષ્મીસાગર—(માથું ખંજાળતા) તમારું કહેવું તો વ્યાજબી છે.

સેવાચંદ્ર—મુરબ્બી મારા જેવા યુવાને આપને શીખામણ દેવી એ ધૃષ્ટતા કહેવાય, પરંતુ માફ કરજો, એક દિવસ બ્રહ્મભોજન કરાવવાથી શું કલ્યાણ થઈ જવાનું હતું? બ્રાહ્મણો એક દિવસ જમશે તેથી તેમની હંમેશની ભૂખ ભાગવાની નથી. એથી તો આળસુઓને ઉત્તેજન મળે છે.

લક્ષ્મીસાગર—ખરી વાત છે.

સેવાચંદ્ર—મુરબ્બી ગયા છપ્પનના દુષ્કાળમાં તો, આ ખેડા જીલ્લામાં કેટલાય લોકો ભૂખના માર્યા ખ્રિસ્તિ થઇ ગયા, તે વખતે બ્રાહ્મણોએ પોતાના કર્તવ્યનું પાલન કર્યું હોતતો, આજે ચરોતરમાં ઠામઠામ જે ખ્રીસ્તી મીશનો અને ખ્રીસ્તી અનાથાલયો જોવામાં આવે છે, તે ભાગ્યેજ હોત.

પ્રફુલ્લચંદ્ર—શેઠજી!

છપ્પન કેરી સાલમાં પડ્યા ભયંકર કાળ.
સૂકવી વાડી હિંદની. વર્ત્યા હાહાકાર;
ભૂખના દુઃખના ત્રાસથી. કંઇક બન્યા લાચાર.
વેચ્યા વહાલા ધર્મને. વેચ્યા વહાલાં બાળ.

આ દશા છપ્પનની સાલમા આપણા દેશની હતી આજે તેના ઉપર આ નવા દુષ્કાળનો બીજો ફટકો પડે છે. જો હિંદની પ્રજા જાગ્રત થઇ ખ્રીસ્તિ થઇ જતા મનુષ્યોના રક્ષણ માટે રણ મેદાને નહિ ઉતરે તો આ સાલના દુષ્કાળમાંજ અડધો ખેડા જીલ્લો ખ્રીસ્તિ થઇ ખલાસ થઈ જવાનો.

શેઠ સાગર—બાલકો સ્થાન વિમખ થયા છે એટલે દેશનો મદાર આધાર તમારા જેવા મુઠ્ઠીભર સંસ્કારી યુવાનો ઉપર રહેલો છે. વારૂ, આપણે તો મોટી મોટી વાતો કરી પણ મારી આ ત્રણ હજાર રૂપૈડીની રકમ તો દેશમાં પડેલા ભિષણ દુષ્કાળ આગળ કંઇ વિસાતમાં નથી; એટલી ટુંકી રકમમાં આ દુષ્કાળના સમયમાં અનુકુળ કયું દેશ સેવાનું કાર્ય થઈ શકે? તે મને જરા સમજાવો.

સેવાચંદ—એ રકમ ટુંકી નથી, સ્વામિ શ્રદ્ધાનંદજીએ તો સવા રૂપીઆની મહાન કેપીટલ ઉપર હરદ્વાર ગુરૂકુળની શરૂઆત કરી હતી તો પછી ત્રણ હજાર રૂપીયાની રકમ ઓછી નથી, શેઠજી! આવી સુંદર રકમ એક દિવસ બ્રહ્મ ભોજન કરાવી અકાળે વેડફી ન મારો; આપણા ખેડા જીલ્લામાં આખા મુંબાઇ ઈલાકા કરતાં

ખ્રિસ્તિઓની વસ્તી સર્વથી વધારે છે ને તથી કરી ખેડા જીલ્લાના પાટનગર નટપૂર જેવા મધ્ય સ્થળે એકાદ "હિન્દુ અનાથ આશ્રમ" સ્થાપવાની અનિવાર્ય અગત્ય છે. છેલ્લો મીશન કેસ કે જે આપણી હાલની વડી ધારા સભાના પ્રમુખ શ્રીયુત વીઠ્ઠલભાઇ પટેલે ચલાવ્યો હતો, એ મીશન કેસથી આ જીલ્લાની પ્રજા જાગ્રત થઇ છે અને તથી કરી અનાથાશ્રમનું બીજ રોપવા જમીન ખેડાઇને તૈયારથઈ ગઇ છે, માટે એ રકમમાંથી એક હિન્દુ અનાથાશ્રમ સ્થાપો? મુરબ્બી હું તો આપના આગળ એક બાળકછું? આપ અમારા વડીલ શીર છત્રછો? એટલે આપને વધું શું કહું? આપે મેટ્રીક સુધી અંગ્રેજી કેળવણી લીધી છે, બીજા વેપારીઓ જેવા આપ જડ નથી, પણ સંસ્કારી છો. દેશની દાઝથી આપનું અંતઃકરણ નિરંતર બળયા કરે છે, માટેજ આપને આનાથાત્રમ સ્થાપવા વિનંતિ કરૂછું.

લક્ષ્મીસાગર—સેવાચંદ્ર જો તમે, પ્રફુલચંદ્ર, કૃષ્ણદાસ વકીલ, ધીરશંકરભાઇ, વ્હાલાભાઇ વકીલ વિગેરે આપણા નટપુરના આગેવાન કાર્ય કર્તાઓ અનાથાશ્રમ સ્થાપી ચલાવવાનું માથે લો તો, હું જરૂર મારી ત્રણ હજારની રકમ અનાથાશ્રમ સ્થાપવા આપું.

સેવાચંદ્ર—જરૂર! કાલે સવારે તે સઘળાઓને મળી આપને જણાવીશ.

લક્ષ્મીસાગર—સેવાચંદ્ર! મારી ચોરાશી કરવાની વાત બ્હાર

ચેરાઈ ગયેલી છે, એટલે ચોરાશી બંધ રખાવા માટે બ્રાહ્મણો તો તમને ગાળોજ દેવાના. તમે આર્યસમાજી છો, એટલે બ્રાહ્મણો તમારા ઉપર કટકટીને રહેલા છે, તેમાં ચોરાશીને બદલે અનાથાશ્રમ કરવાથી, બળતામાં ઘી હોમાવાનું?

સેવાચંદ્ર—શેઠજી તેની મને દરકાર નથી. માન અપમાનની પરવા રાખ્યા શિવાય. પોતાનું સેવા કાર્ય નિડરના પૂર્વક, ઉત્સાહભેર નિઃસ્વાર્થપણે કર્યા જવું, એ મારો મુદ્રાલેખ છે. અમે આર્ય સમાજીઓ તો હિંદુ કોમના સૈનિકો છીએ. હિંદુ કોમને મોખરે રહી, અમે આર્ય સમાજીઓ મૌલવીઓ અને પાદરીઓના કટ્ટર પ્રહારો ઝીલતા આવ્યા છીએ, અને ઝીલીશું. અમારૂં દુર્ભાગ્ય એટલુંજ છે કે, જે હિંદુ કોમને માટે અમે મરી ફીટીએ છીએ, તે હિંદુ કોમ હજી, અમને દુશ્મન જેવી, ગણે છે, પણ ખેર, એ સ્થિતિમાંજ કામ કરવાનું છે.

પ્રફુલચંદ્ર—સેવાચંદ્ર ! આતો ગઇ કાલનું સ્વપ્ન ફળ્યું !

સેવાચંદ્ર } —આ નરવરને ધન્ય છે, જે પરોપકારે જીવે
પ્રફુલચંદ્ર } ભાઈ જે પરોપકારે જીવે

સ્વાર્થ માટે જીવે સઘળા, વીરલા પરના કાજે.
એકલપેટા સૌથી છેટા, વીરના ડંકા વાજે.
આ નરવરને ધન્ય છે.

દીન અનાથની રક્ષા કાજે, સજી સજ્ઝ વિદ્યાનું હાથ,
વીર હાક સમરાંગણ વાજે, પાછા પડતાં જનની લાજે.
આ નરવરને ધન્ય છે.

બુદ્ધિ બાણ ટંકાર કરીને, ગણગણ ઘોષ ગજાવે
વિજય ધ્વજા ફરકાવી વિશ્વે ઘમઘમ ધરા ધ્રૂજાવે
આ નરવરને ધન્ય છે.

## પ્રવેશ ૩ જો.

પાત્રો—કૃષ્ણદાસ, ધીરૂશંકર, છોટાસાહેબ, વહાલાભાઈ, ફુલચંદ, સેવાચંદ્ર, લક્ષ્મીસાગર, ધનપાળશા અને વૈદ્યરાજ નાગરભાઈ.

સ્થળ—નગર પુસ્તકાલય હોલ ( કૃપારામ હોલ ) માંજાહેર સભા.

સઘળા પાત્રો—નમસ્તે દેવી નટપુરેશ્વરી?

શારદા, સાક્ષરા, શુભદા, સુખકરા,—દેવી સરસ્વતિ—નમસ્તે.
મોઘેરી તું માત મણીની, અભેદ રસ ભીંજેલી
મધુર બાલની મસ્ત લહેરે, રસ બસ એ મદ ઘેલી—
મધુરેશ્વરી—નમસ્તે

તુજ ભવ્ય લલાટે દિવ્ય ચંદ્રમા સરસ્વતિનો ચમકે
રસ કાદમ્બરી કટી મેખલે ટપક ટપક ટપકે
હે રસેશ્વરી—નમસ્તે

તુંજ કોમલ કંઠે કુસુમાવલી સુમનગુચ્છ લહેકે
મુખ ગુલાબની મીઠી સૌરભ મધુર મધુર મ્હેંકે
કુસુમેશ્વરી—નમસ્તે

× × × × × × × ×

તુજ વિપુલ બાહુમાં ક્ષાત્રવીરનું રક્ત પ્રતાપી ફરકે
શ્રી ગોકુલ વલ્લભ પ્રફુલચંદ્રને બઢુક ભૈરવ ગરજે

કર્તવ્ય સુંદરી—નમસ્તે

તુજ કર્તવ્ય પંથે મા કર્મવીરોના ધીર ગીતડાં ઘમકે
અનાથ આશ્રમ અવિચળ કીર્તિ ભારત મંડળ ઝળકે

ભારતેશ્વરી—નમસ્તે

કૃષ્ણદાસ—ગૃહસ્થો! આજની જાહેર સભા આપણા નગરમાં અનાથાશ્રમ સ્થાપવાનો ઠરાવ પસાર કરવા બોલાવવામાં આવી છે. આજની સભાની કાર્યવાહી વ્યવસ્થીતપણે ચલાવવા, આપણને લાયક પ્રમુખની જરૂર છે, ને તે માટે આપણા શહેરના જાગીરદાર ને આગેવાન નાગરિક છોટાસાહેબનું નામ હું રજુ કરૂછું, અને આશા રાખુછું કે, આપ સર્વ તાળીયોના અવાજથી તે નામ વધાવી લેશો. ( તાળીયો )

ધીરૂશંકરભાઈ—મારા વિદ્વાન મિત્ર ભાઈ કૃષ્ણદાસ વકીલ, કે જેઓ આપણા નગરના જાહેર જીવનના આત્મા સ્વરૂપ છે, તેમણે પ્રમુખપદ માટે સરદાર છોટા સાહેબની જે દરખાસ્ત રજુ કરી છે, તેને હું અંતઃકરણ પૂર્વક અનુમોદન આપુછું. ( તાળીયો )

છોટાસાહેબ—આપણા નગરમાં અનેક નર રત્નો હોવા છતાં, આજની સભાનું પ્રમુખપદ મને આપવાની આપ સર્વે જે મમતા દર્શાવીછે તે માટે આપ સર્વનો ઉપકાર માની આજની સભામાં રજુ કરવાના ઠરાવો, એક પછી એક મુકવાની હું વિનંતિ કરૂછું.

સેવાચંદ્ર—શ્રીમાન સભાપતિ અને સજ્જન ગૃહસ્થો ! નીચેનો ઠરાવ હું આપની સમક્ષ રજુ કરૂછું

"નટપુરના નાગરિકોની આ જાહેર સભા હિંદુ જાતિના અનાથ બાળકો, અશક્ત અપંગો અને નિરાધાર વિધવાઓ માટે આપણા નટપુર નગરમાં એક હિંદુ અનાથાશ્રમ સ્થાપવાનો ઠરાવ કરે છે." ( તાળીયો ).

આ ઠરાવના સમર્થનમાં કહેવાનું તો ઘણું છે પણ વખત નથી એટલે ટુંકામાંજ પતાવીશ. હિંદુસ્થાનમાં પૂર્વે અવિભક્ત કુટુંબ ભાવના ચાલતી હતી. એટલે આ દેશમાં અત્યાર સુધી અનાથાશ્રમ જેવી સંસ્થાઓની જરૂર નહોતી, બાકી જે દેશમાં કીડી મકોડી જીવજંતુ ને પશુ પક્ષીઓ માટે પાંજરાપોળો ને ચબુતરીઓ ઠામઠામ બંધાતી હોય, તે દેશમાં અનાથ દશામાં આવી પડતાં મનુષ્યો માટે, કંઈ પ્રબંધ ના હોય તે બનેજ નહિ. પાશ્ચિમાત્ય કેળવણીથી, આપણી પ્રાચીન અવિભક્ત કુટુંબ ભાવના છીન્ન ભીન્ન થઈ ગઈ, અને તેના પરિણામેજ અનાથાશ્રમ જેવી સંસ્થાઓ ખોલવાનો સમય આવી લાગ્યો છે. આવાં અનાથાશ્રમો વગર, છેલ્લા છપ્પનના દુષ્કાળમાં. આપણા હજારો દેશ બાંધવો, ધર્માન્તર કરી ખ્રીસ્તિ થઇ ગયા છે માટે હિંદુ જાતિના રક્ષણની ખાતર, હવે આવી સંસ્થાઓ ઠામઠામ સ્થાપવાનો વખત આવી લાગ્યો છે. આથી કરી નટપુરમાં અનાથાશ્રમ સ્થાપવાનો, જે ઠરાવ મેં રજુ કર્યો છે. તેને હર્ષનાદથી વધાવી લેવા હું સભાજનોને વિનંતી કરૂછું. (તાળીયો)

લક્ષ્મીસાગર—નટપુરમાં અનાથાશ્રમ સ્થાપવાનો ભાઈ સેવાચંદ્ર

જે ઠરાવ રજુ કર્યો છે, તેને હું અંતઃકરણ પૂર્વક અનુમોદન આપુછું. ને જો નટપુરમાં અનાથાશ્રમ સ્થપાય તો મારા તરફથી ત્રણ હજાર રૂપીયાની રકમ આપવાનું જાહેર કરૂછું ( હીયર, હીયર, તાળીયો ).

ધનપાળશા—હું પણ ઉપરના ઠરાવને ટેકો આપુછું ને અનાથાશ્રમ માટે જમીન ખરીદવા સારૂ મારી પાસે આંધળા લુલાનું એક ટ્રસ્ટ ફંડ છે તેમાંથી રૂ. ૫૦૦૧ આપવાનું જાહેર કરૂછું ( હીયર, હીયર, તાળીયો. )

વૈદ્ય નાગરભાઇ—હું તો બ્હેરોછું, એટલે સભામાં થયેલાં ભાષણો સાંભળી શકયો નથી પરંતુ નટપુરમાં અનાથાશ્રમ સ્થાપવાનો ઠરાવ પસાર થયો છે, ને તેને ટેકો આપવાનું કામ ચાલે છે એટલું સમજી શકયોછું, તેથી હું આશ્રમ સ્થાપવાના ઠરાવને ટેકો આપવા. કોઈના કહ્યા વગર સ્વયં પ્રેરણાથી ઉભો થયોછું, ને આ સભા સમક્ષ જાહેર કરૂછું કે, જો નટપુરમાં અનાથાશ્રમ સ્થપાય તો, મારૂં રહેવાનું ઘરબાર હું આશ્રમને અર્પણ કરૂછું ( હીયર, હીયર, તાળીયો. )

મોટાસાહેબ—આપણા નગરમાં અનાથાશ્રમ સ્થાપવાનો ઠરાવ રીતસર રજુ થયો છે, ને ટેકો પણ મળી ગયો છે ઠરાવની તરફેણમાં હોય તેમણે હાથ ઉંચા કરવા ( બધા હાથ ઉંચા કરે છે ). વિરૂદ્ધમાં હોય તેમણે પણ હાથ ઉંચા કરવા. કોઈ વિરૂદ્ધમાં નથી, માટે ઠરાવ સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરૂછું.

ભાઇઓ ? બે કલાક સુધી શાન્તિથી બેસી આજની સભાનું કાર્ય ચલાવ્યું, તે બદલ આપ સઘળાનો હું ઉપકાર માનુછું. આપણા ખેડા જીલ્લામાં એક અના-

થાશ્રમની ઘણી જરૂર હતી, ને તે આજે પૂરી પડે છે તે જાણી, નટપુરમાં તો શું, પણ આખા ગુજરાતમાં, આનંદ છવાઇ રહેશે.

આ કામ શરૂ કરતા પૂર્વે, મને પણ ખાત્રી નહોતી કે, આજનું કામ આવું સુંદર થશે. કોણ જાણતું હતું કે, શેઠ લક્ષ્મીસાગર ત્રણ હજારની રકમ આશ્રમ માટે આપશે? માની લ્યો કે, તે રકમ પહેલેથી નક્કી કરી, આજની સભા બોલાવી હતી, પરંતુ ધનપાળશા આશ્રમની જમીન ખરીદવા સારૂ રૂ. ૫૦૦ ) પ્રદાન કરશે, ને વૈદરાજના ગરભાઇ પોતાનું ઘરબાર આશ્રમને અર્પણ કરી દેશે, તે તો ખૂદ આ સભાના કાર્યવાહકો પણ જાણતા ન હતા. આ સભામાં આવ્યા પછીજ તે ભાઇઓને આ દાન આપવાની સ્વયં પ્રેરણા સ્ફુરેલી. કોણ જાણતું હતું કે, આજનીજ સભામાં અનાથાશ્રમ માટે આટલી બધી સુંદર સહાયતા મળી જશે. આ કામ ઈશ્વરનુંજ છે, ને ઇશ્વરેજ તેમને અનાથાશ્રમ માટે, દાન કરવાની પ્રેરણા કરેલી છે.

સદ્‌ગૃહસ્થો સમય ઘણો થઇ ગયેલો છે એટલે વધુ વખત નહિ લેતાં આજની સભાનું પ્રમુખપદ મને આપવા માટે આપનો એકવાર ફરીથી ઉપકાર માની બેસી જવાની રજા લઉછું. ( તાળીયો )

મહાલાભાઇ—શ્રીમાન સરદાર છોટાસાહેબે આજની સભાનું પ્રમુખપદ સ્વિકારી આપણને આભારી કર્યા છે તે બદલ તેઓશ્રીનો ઉપકાર માનવાની દરખાસ્ત હું રજુ કરછું ( તાળીયો ).

શ્રીરૂશંકર—ઉપરની દરખાસ્તને હું ટેકો આપુછું. ( તાળીયો )
છોટાસાહેબ—સજ્જન ગૃહસ્થો, આજની સભાની કાર્યવાહી સંપૂર્ણ થઈ છે એટલે હવે હું સભા વિસર્જન થયેલ જાહેર કરૂછું.
સઘળા— વંદેમાતરમ્ ( સભા ઉઠી જાય છે )

સઘળા પાત્રો—ગાયનઃ—

કોણ જાણતું હતું, અનાથાશ્રમ અહીંયાં થાશે;
અનાથાશ્રમ અહીંયાં થાશે.

ઉજ્જડ ખેતરો માંહી, મકાનો સુંદર બંધાશે;
મકાનો સુંદર બંધાશે.
પ્રભુતા અહીંયાં રેલાશે, નાક નટપુરનું કહેવાશે.—કોણ૦
માટી ચુનો પત્થર થકી, જો કે ઇમારત છે બની,
પણ કર્મવીર શ્રમ જલ થકી, તેની દીવાલો છે ચણી.
પાયો પૂર્યો પુરૂષાર્થથી, શ્રદ્ધા પ્રભુમાં દૃઢ કરી,
તો જીવતી ને જાગતી, જુઓ ઇમારત આ રહી—કોણ૦
ઇલમ નથી જાદુ નથી, પુરૂષાર્થ ને પ્રભુ સહાયથી,
કર્તવ્ય પંથે ઘુમતાં, ઉત્સાહ ને વળી ખંતથી.
નિઃસ્વાર્થ સેવા જે કરે, અંતે પ્રભુ તેને ફળે,
ઋષિ સમીપ એ આપણી, આ–શ્રમ તણું દૃષ્ટાંત છે—કોણ૦

---

તા. ક. આ નીચેની કવિતા પહેલા પ્રવેશમાં છેડે આવે છે. તે રહી જવાથી આ સ્થળે પ્રગટ કરી છે.

( કવિતા )

જીગર ફૂટકે મગજ છટકે, દશા આ હિંદુની જોતાં,
ડસીડસી ઉર આ રડતું, નિહાળી બન્ધુને રડતા;
હૃદયના તાર કંપે છે, અણુણાટો કરી તનમાં,
ધબક દઈ નાડી ધબકે છે, વહે છે ખુન રગે રગમાં.

( સમાપ્ત )

## નડીઆદ હિંદુ અનાથાશ્રમને મદદ કરવાની યોજના:

૧ **અન્નદાન સાથે અમર નામ**—જે દાતા રૂ. ૨૦૦૦ ) દ.ર આપશે તે રકમ અનામત રાખી તેના વ્યાજમાંથી દાતાના ઠરાવેલ. એક દીવસે દર વર્ષે ૫૦ અનાથોને તે દાતાના નામથી એક ટંક અન્નદાન આપવામા આવશે અને તેમના નામની આરસની તખ્તી ઓફીસમાં ચોડી નામ અમર કરવામા આવે છે. રૂ ૨૦૧ ) અને ૬૦૦ ) મા મિષ્ટ ભોજન અપાશે

૨ **કોરી પાવતી બુક.**—જે કોઈ ગૃહસ્થ આશ્રમને નાણું ફંડ એકઠું કરી આપવાની ખાત્રી આપશે અને તેમના આશ્રમના મંત્રી અગર નડીઆદના બીજા કોઈ ગૃહસ્થ ઓળખતા હશે તો કોરી પાવતી બુક આપવામાં આવશે

૩ **પાલક**—દર માસે રૂ ૭ ) માસીક દાન આપનાર દાતા બાર વર્ષથી મોટી ઉમરના અનાથના પાલક થઇ શકશે અને રૂ. ૬-૮-૦ માસીક આપનાર દાતા બારથી નાની ઉમરનાના પાલક માતા પિતા થઇ શકશે.

૪ **ગોદાન**—રૂ. ૨૫ ) આપનારનું એક કાયમી ગોદાન ગણી તેના વ્યાજમાંથી અનાથોને દુધ આપવામાં આવે છે તથા તેમના નામનું સ્મારક રખાય છે.

૫ **ઓરડીઓ.**—રૂ. ૪૦૦ ) દાન કરનારના નામની તખતી ચોટાડી એક ઓરડી બાંધવામા આવે છે.

૬ **સભાસદો**—જે ગૃહસ્થ આશ્રમને એકી વખતે વગર શરત ૧૦૦૦ ) કે તેથી વધુ દાન કરશે તો તે આશ્રમ કમીટીના સહાયક સભાસદ ગણાશે. જે એકી વખતે વગર શરતે રૂ. ૧૦૦ ) આપશે તે જીંદગી પર્યંત સભાસદ થઈ શકશે, અને જે દરેક વર્ષે રૂ. ૫ ) મેમ્બરફીના આપશે તે સાધારણ વાર્ષીક સભાસદ ગણાશે.